

શ્રી

# કુલીન-નાયિકા

( ચારૂદત્ત )　　( વસંતસેના )

## નાટકના-ગાયનો.



પ્રસિદ્ધ કરનાર

ઝવેરી ચંદુલાલ દલસુખરામ ધોળશાજી

મુંબઈ

આર્ટીયા પ્રીંટીંગ પ્રેસ—ખીંચાલ.



કીંમત ૨ આના.



શ્રી

# કુલીન-નાયિકા

( ચારૂદત ) ( વસંતસેના )

## નાટકના-ગાયનો

શ્રીમંત ગાયકવાડ સરકાર સયાજીરાવ મહારાજાશ્રિત
મરહુમ સાક્ષર ડાહ્યાભાઇ ધોળશાજી સ્થાપિત.

**'શ્રી દેશી નાટક સમાજ' માટે**

પ્રસિદ્ધ કરનાર.

**ઝવેરી ચંદુલાલ હલસુખરામ ધોળશાજી.**

ઠેકાણુ—મોદીખાના સ્ટ્રીટ ઘર નંબર ૫૭.

આવૃત્તિ ૧ લી પ્રત ૫૦૦૦

તા૦ ૧૨-૧૨-૧૨. વિ. સ. ૧૯૬૯,

મુંબઈ :-

આંટીયાં પ્રીંટીંગ પ્રેસમાં હોરમજી બેરામજી આંટીયાંએ માલેકને
માટે છાપીયાં.—શામસેટસ્ટ્રીટ ઘર નંબર ૩૫.

કિમ્મત રૂ. ૦-૨-૦ (બે આના.)

॥ ૐ ॥

# શ્રી કુજ્ઞાન-નાયિકા નાટકનો ટુંક સાર.

## અંક ૧ લો.

### મંગળાચરણ.

**પ્રવેશ ૧ લો.**-ચિંતા ગ્રસ્ત. ચારૂદત્ત સ્થિતીનો વીચાર રાધાની ઉદ્દમ કરવા યાચના ચારૂદત્તની અચળતા બનેનું આખર જીવ ઉપર આવવું મીત્રદત્તનું આગમન રાજદરબારમાં જઈ રાજાનો આશ્રય લેવા સમજાવવું.

**પ્રવેશ ૨ જો.**-હકદાર રાજા આર્યકસેન રાજ્યાસન ઉપર લંપટ ને મુર્ખ શીરોમણી રાજાના ભાયાત ગંડકસેનનું અમીરોની સાથે આવવું, કપટથી આર્યકસેનને કેદ ગંડકસેનનો રાજ્યાભિષેક ગંડકસેનની રાજ્ય કારોબારની વ્યવસ્થા પ્રખ્યાત નાયિકા ચીત્રસેના તથા તેની પવિત્ર પુત્રી વસંતસેનાનું આગમન નાચરંગ ગંડકસેનના ગાંડા વીચાર ચારૂદત્ત તથા મીત્રદત્તનું સભામાં આવવું આશીર્વાદ ગંડકસેનનો વિદ્યા ઉપર તિરસ્કાર ચારૂદત્તનો અનાદર નીરાશ થઇ પાછાં જવું વસંતસેનાનું ચારૂદત્તના પવિત્ર ગુણો ઉપર મોહિત થવું ને નિષ્કલંક

રહી ચારૂદત્ત સીવાય અન્ય પુરૂષ નહીં વરવા નિશ્ચય ચિત્રસેના પાંસે ગંડકસેનની વસંતસેનાની માગણી, સ્વીકાર, ગંડકસેન ની કચેરી બરખાસ્ત.

**પ્રવેશ ૩ જો.**-કચેરીમાં ચીત્રસેનાને લાખનું ઇનામ આપવું તેની દીવાનની પાસે ઉઘરાણી દીવાન ચીત્રસેનાને ઉડાવી ઇનામ હજમ કરવું બંનેની રકાઝક.

**પ્રવેશ ૪ થો.**-વસંત બાગમાં સાહેલીઓ સાથે વસંતસેના વસંતસેના સખીઓ સાથે હાસ્યવીનોદ ગંડકસેન માટે સખીઓની સુચના વસંતસેનાનો તિરસ્કાર શ્રમનિવારણ નિમીતે બાગમાં ફરવું એકા એક ગંડકસેનનું આવવું ને વસંતસેના ઉપર બળાત્કાર અચાનક ચારૂદત્તનું આવવું રક્ષણ કરવું ચારૂદત્ત, વસંતસેના, પ્રેમદાન પાકો સંકલ્પ ને વચન.

**પ્રવેશ ૫ મો.**-ચીત્રસેનાના અવાસમાં ગંડકસેનનું આવવુ વસંતસેના તે ગંડકસેન વાદવીવાદ દાસીઓ સાથે યુકિત કરી ગંડકસેનને બનાવી કીંમતી દાગીનાનો દાબડો લઈ વસંતસેનાનું ચારૂદત્તના શરણમાં જવું. પરણવા ને તૈયાર થયેલ ગંડકસેનને ચીત્રસેના ટેભ્યો.

**પ્રવેશ ૬ ઠો.**-નિર્દોષ છોકરાઓની રમત ભુત બનેલો રાજા ચોરની બુમ છોકરાઓના હાથે પીટાવું વસંતસેનાની તપાસ પવિત્ર શાખાનું દેવીને મંદીરે પુજન કરવા જવું વસંતસેનાને બદલે ગંડકસેનના હાથમાં સપડાવું મીત્રદત્તના શ્રાપના ભયથી ગંડકસેનનું ગભરાવું ને રાધાને મુક્ત કરવી છોકરાઓની સલાહ લઈ વસંતસેનાને વશ કરવાની બુટી લેવા સિદ્ધ પાસે જવું.

**પ્રવેશ ૭. મો**–ચારૂદત્તનું ઘર શીતગુંજનમાં ચારૂદત્ત ગુપ્ત રીતે વસંતસેનાનું આવવું ઠંડીના સમએ વસંતસેનાને રાધા સમજી ઓઢવાનું વસ્ત્ર માગવું વસંતસેના શાલ ઓઢાડે છે મીત્રદત્તનું આવવું વસંતસેના પ્રગટ દાગીનાના દાબડાની ભેટ અનામત પ્રેમીઓ આનંદમ નિમગ્ન અચાનક રાધાનું આવવું. ટેબ્લો.

## અંક ૨ જો.

---

**પ્રવેશ ૧ લો.**–પવિત્ર સતી રાધા તથા ચારૂદત્ત ગણીકાની સોબત માટે વાદવીવાદ પતીના સુખે સુખ માનનારી નિર્દોષ રાધાનું પતીને અનુમોદન ચારૂદત્ત પોતાની શ્રદ્ધામાં દ્રઢ ને સતીની પ્રશંસા.

**પ્રવેશ ૨ જો.**–વસંતસેના ચારૂદત્તના વીરહમાં સખીઓ સાથે ચારૂદત્તના ગુણની પ્રશંસા પવિત્ર પ્રેમ ચારૂદત્તનો પ્રથમનો નોકર વીષ્નુદત્ત જુગારી હાલતમાં બેહાલપણી કરજદાર થયેલો વસંતસેનાના શરણમાં શરણાંગતને અભય પોતાનું રત્નજડીત કંકણુ આપી જુગારીને રૂણ મુકત વિષ્નુદત્ત વસંતસેનાના ઉપકાર માટે પ્રશંસા સંસારપર વૈરાગ ઉપકારનો બદલો વાળવા નિશ્ચય ને દેવીની પ્રસંશા.

**પ્રવેશ ૩ જો.**–દેવશમા ઉપર આશકત થયેલી પ્રેમ ઘેલી મદનિકા પ્રેમમાં મસ્ત દેવશર્માનું આગમન વેશ્યાના નીચ ધંધામાંથી

છોડાવવા યાચના ગમે તે ઉપાયે દ્રવ્ય પ્રાપ્ત કરી મદનિકાને મેળવવા નિશ્ચય બન્નેની જુદાઇ.

**પ્રવેશ ૪ થો.**–ચારૂદત્તનું ઘર ચારૂદત્તને મીત્રદત્ત નીંદ્રાની તૈયારી ચોરી કરવા નીકળેલો દેવશર્મા ચારૂદત્તના ઘરની ભીંત ફાડી દાખલ થાય છે નિંદ્રામાં મીત્રદત્તનું લવાન પોતાનો ભાઇ સમજી દાગીનાનો દાબડો ચોરને આપે છે ચોર ગુપ્ત રીતે દાબડો લઇ પસાર ચારૂદત્ત મીત્રદત્તનું જાગૃત થવું ચોરીમાં દાબડો ગુમથવાની ખબર અનામત ઓળવવાના કલંકથી ચારૂદત્તનો પશ્ચાતાપ પવિત્ર રાધા પોતાનો રત્નહાર દાગીનાના દાબડા બદલે વસંતસેનાને આપી રૂણ મુકત થવા સુચના, મીત્રદત્તનું હાર લઇ વસંતસેના પાંસે જવું સતીના ગુણની પ્રશસા.

**પ્રવેશ ૫ મો.**–વસંતસેનાના આવાસમાં સુર્પશીશિમણી બંડકસેનનું આગમન સિદ્ધની વશીકરણ વિદ્યા અજમાવવી ફોગટ ફાંફાં ફરીથી પ્રયોગ કરવા ગંડકસેનનું મશાણમાં જવુ.

**પ્રવેશ ૬ ઠો.**–ચોરી કરી આવનાર દેવશર્મા મદનીકા પાસે બન્નેની વાતચીત વસંતસેનાનું ગુપ્ત રહી સાંભળવું ચોરેલા દાગીનાનો દાબડો પોતાની બાઇનો છે. તેમ સમજાવી દેવશર્માને ઠપકો દાસીની નીતી ઉપર વસંતસેનાનું આકર્પણ મદનીકા યુકિતથી દાબડો વસંતસેનાને આપવાનું દેવશર્માને ભલામણ બન્નેની પ્રેમ ગમત.

**પ્રવેશ ૭ મો.**–ગુપ્ત વાત જાણનાર બાઇની દાસી ઉપર કૃપા દેવશર્મા પાસેથી દાબડો લઇ દાસી મદનીકાનું દેવશર્માને કન્યાદાન

નેવિલાયગીરી મીત્રદતનું આગમન દાગડાને બદલે રત્નહાર આપવો મીત્રદતનું સન્માનને ચારૂદતને સદેશો દાગીનાની વાત ગુપ્ત રાખી અભીસારીકાનો વરસતા વરસાદમાં ચારૂદતને (પ્રીયતમને) મળવા જવાનો ઉમંગ સખીઓ સાથે આનંદ.

પ્રવેશ ૮ મો.—ચારૂદત મીત્રદતની રાહ જોતો મીત્રદતનું આગમન વસંત સેનાની નીંદા સાંભળી ચારૂદતનું ગુસ્સે થવું વસંતસેનાનુ આગમન દાગડા તથા રત્નમાળા સબંધી ખુલાસો રાત્રી રહેવા આગ્રહ પ્રેમમાં મસ્તદંપતી અચાનક લશ્કર સાથે ગંડકસેન ટપલો.

## અંક ૩ જો.



પ્રવેશ ૧ લો.—ચારૂદતનું શયન ભવન વસંતસેનાનું જાગૃત થઇ આવવું રાધા તથા વસંતસેનાની વાતચીત મીત્રદતની સાથે કુમાર રોહીતનું આવવું માટીની ગાડી બદલે સોનાની ગાડીની કુમારની હઠ વસંતસેનાની ઓળખાણ કુમાર રોહીતને પોતાના દાગીના ઉતારી આપવા ગાડીમાં દાગીના ભરવા કુમારનો સોનાની ગાડી કરાવવાનો આનંદ વાડીએ ચારૂદતને મળવા જવાની વસંતસેનાની તૈયારી ગાડી વાન ગાડી તેયારના ખબર.

પ્રવેશ ૨ જો.—ચારૂદતનો ગાડીવાન વસંતસેનાને વાર થશે એમ સમજી ગાડીમાં તકીયા નાંખવા ગાડી લઇને જવું. ગંડક-

સેનની ગાડી આવે છે. (બંનેની ગાડી એવીજ હોવાથી.) મીત્રદત્ત પોતાની ગાડી સમજી વસંતસેનાને તેમાં બેસારી પોતે આગળથી ચાલીને જાય છે. કેદમાં પડેલો આર્યકસેન પોતાના મીત્રની મદદથી કેદમાંથી નાસી છુટે છે. પકડાઇ જવાની બીકથી છુપાય છે. ચારૂદતનો ગાડીવાન ગાડી લઇ આવે છે ખાલી ગાડી જોઇ આર્યક-સેન ગાડીમાં બેસી જાય છે ગાડીવાન ગાડી હાકી લઇ જાય છે ચોકીદારોની ધર પકડ.

**પ્રવેશ ૩ જો.**–બગીચામાં ગાડીની રાહ જોતો ગંડકસેન તથા નોકર, ગાડીનું આવવું ખાલી ગાડીમાંથી મળેલી વસંતસેના ઉપર જુલમ નોકરને ગાડીમાં બેસારી વિદાય કરવો વસંતસેના નહીં માનતાં જોર જુલમથી ગળાઉપર નખ દઇ મારીનાંખી પાંદડાના ઢગલા નીચે છુપાવવી, ચારૂદતના ઉપર વસંતસેનાના ખુનનું તહોમત મુકી ગારદન મારવા વીચાર કરતો ગંડકસેન પસાર, સંસારથી વીરક્ત થએલા વિષ્નુદત્ત સ્વામીનું વાવમાંથી સ્નાન કરી બહાર નીકળી પાંદડાના ઢગલાઉપર કપડું સુકવવું. પાંદડાના ખણડાટ ઉપરથી તપાસ કરતાં વસંતસેના અધ કચરી થયેલીનું મળવું, ઓળખાણ, સારવાર કરવા મઠમાં લઇ જવું.

**પ્રવેશ ૪ થો.**–વાડીમાં રાહ જોતો ચારૂદત મીત્રદતની ધીરજ ગાડીમાંથી વસંતસેનાને બદલે આયકસેન કુલીનને લાયક ચારૂદત તરફથી આયકસેનને આશ્વાસન આયકે માનેલો ઉપકાર વસંત-સેનાના વીરહમાં ચીંતાગ્રસ્ત ચારૂદત.

**પ્રવેશ ૫ મો.**—ન્યાયાસન ચારૂદત્તને ખુની તરીકે ઠેરાવેછે દીવાનને હાથે ન્યાય મીત્રદત્ત પાસેથી મળેલા દાગીનાના પાકા પુરાવાથી ખુનની સાબીતી ખુનીને શહેરમાં ફેરવી ગરદન મારવા હુકમ.

**પ્રવેશ ૬ ઠો.**—પ્રતાપી આર્યકસેન વેર લેવાની ધુનમાં પોતાના મીત્રધર્મદત્તની સહાયથી લશ્કર લઇ ગંડકસેન ઉપર ચડાઇ કરવા તૈયારી.

**પ્રવેશ ૭ મો.**—રસ્તે થઇ જતાં ચારૂદત્તને ચંડાળો, રાધાનું ઘરમાંથી નીકળવું પતીની દશા જોઇ કલ્પાંત, અરસપરસ પશ્ચાતાપ રાધા નીરાશ રોહીત ઉપર રીસ, મીત્રદત્તથી બચાવ રોહીતને મીત્રદત્ત વધસ્થાનમાં.

**પ્રવેશ ૮ મો.**—વધસ્થાનમાં ચારૂદત્તને ચંડાળો, મીત્રને ખૂનની ભેટ મરવાની અણી ઉપર વિષ્ણુદત્ત સ્વામીને વસંતનું આવવું. ચારૂદત્તનો બચાવ રાધા સતી થવાની ધુમ બચાવવા જવું.

**સીનચેન્જ.**

રાધા તથા રોહીતનું કલ્પાંત ચીતામાં પડવાની તૈયારી અચાનક ચારૂદત્તનો મેળાપ વિજયી આર્યકસેન ગંડકસેનને પકડી કેદ કરી ચારૂદત્તને બચાવવા આવવું ગંડકસેનને શીક્ષાનું ફરમાન કુલીનને દાના ચારૂદત્ત તરફથી ગંડકસેનને માફ.

**સીનચેન્જ.**

દરબાર આર્યકને રાજ્યાભિષેક ચારૂદત્તને દીવાનપદ કુલીન ચારૂદત્ત સાથે નાયિકા વસંતસેનાનો હસ્ત મેળાપ સર્વસ્થળે આનંદ ને શાન્તિ શાન્તિ શાન્તિ.

# મુખ્ય પાત્રોના નામ.

## પુરૂષ પાત્રો.

| | |
|---|---|
| ચારૂદત્ત ... | ... અંધેર નગરીનો શ્રીમાન ગૃહસ્થ પણ હાલ દરીદ્ર અવસ્થામાં |
| મીત્રદત્ત ... | ... ચારૂ દત્તને ઘેર ઉછરેલો. ગૃહસ્થનો સુપાત્ર બાળક |
| આર્યકસેન ... | ... અંધેર નગરીનો હકદાર રાજા |
| ગંડક સેન ... | ... મુર્ખ શીરોમણી રાજા આર્યકનો ભાયાત |
| દીવાન ... | ... ગંડકસેન રાજાનો |
| ધર્મદત્ત ... | ... આર્યકનો વિશ્વાસુ મીત્ર |
| દેવશર્મા ... | ... બ્રાહ્મણ મદનીકાનો પતી ચોર |
| વિષ્ણુદત્ત ... | ... જુગારી ચારૂદત્તનો જુનો નોકર જોગી |

## સ્ત્રી પાત્રો.

| | |
|---|---|
| રાત્રા ... | ... ચારૂદત્તની ધર્મ પત્ની |
| ચીત્રસેના ... | ... વસંત સેનાની મા પ્રખ્યાત વેશ્યા |
| વસંતસેના ... | ... ચીત્રસેનાની પુત્રી. ચારૂદત્તનું પ્રીતિપાત્ર |
| મદનીકા ... | ... વસંત સેનાની દાસી. દેવશર્માની સ્ત્રી |

શીવાય સખીઓ દરબારીઓ પુરજન સીપાઇ જમાદાર
ગાડીવાન વગેરે વગેરે.



# કુલીન-નાયિકા.

મંગળાચરણ.

સુત્રધાર—

અનંત વિભુ—
શિવ ૐ સ્વામી.
શાન્ત મૂર્તિ સત્ ચિદ્દ બહુ નામી.
પરમ પાવન છો નિગમ ગામી.
ચરણુ શરણુ શિશુ આ. ટાળો ભય-ભવના.
દુઃખ દળ દળદર અપાર અમ પામરના.
અનંત સ્તવને કરતા કયમ શિવ શિવના.

નટીઓ—

પ્રીતિની મૂર્તિમાન્ દેવી, એ પુણ્ય શાળી.
પવિત્ર પ્રેમ ધારી, વિચારી—પ્રીતિ—
ગુણહીણ અધમ લંપટ નિર્લજ્જ ઘણી.
જે ગણીકા ધન હારી
કુલીન ગરીબ દ્વિજ ગુણપર થઇરત.
થઇ તે સતી શીલ ધ.રી—
કષ્ટ પુર્ણ શીર સહીને ભારી.
એગુણ શાળી યશ વિસ્તારી.
પામી પ્રસિદ્ધી જગ જનમાં—

ચારૂદત— ૧

શ્રીહરી ગતિ મતિ સંપત્ત તમામ હરી શ્રી.
લાચાર દીનહીન જીંદગી દારિદ્ર તણી.
સબંધી જનના ધિકાઃર સહેવા.
બાળ બાળ સ્નેહ સગાઇ નિર્ધનીની.
અન્નવીણુ તનમન દમતી નાર.
દુખી કુમાર જીવે મરી.
ઉદર નિશ્વાસે ભરી.
નિરખી નયન જળપુરણુ અશ્રુહા.
શીવરહા, થાવરહા, પિતા રામ—

નાયકાની છોકરીઓ — ૨

નેહા લગાને હય હમભી બાલાપનને—.
હોતે હય શાયદા કઇ એક ગુલોકે ચમનમે.
બદમસ્તીયાં દીખાકે તક્કા ય.ર કરતે હય.
આશક હમારે હમપેં જાંનીસાર કરતે હય.
યે ખંજરે અબ્રુકા કભી વાર કરતે હય.
ઘાયલ હમારે નાજકે કઇ આહ ભરતે હય.
જણઆ ાકે સાંવરીઆ બલાયે લેતે હય.
ફીર સીસક મચલાકે હસી ખુશીસે પ્યાર દેતે હય.

વસંતસેના— ૩

જીયરવા રેનબીતી અબ જાગ.
રેન બીતી અબ જાગ—જી.
સોવત સોવત બીત ગઇ આયું.
ફીર નહીં ચેત અભાગ—જી.
પાપ કરમ કો તજ દે પ્રાણી.
પ્રભુ સુમરનમે લાગ—જી.

દીવાનજી ચીત્રસેના— ૪

અરેવાહ દીવાનજી વાહ દીવાનજી.
વાહ દીવાનજી થાઓ દીવાના શું.
જાઓ જાઓ જાઓ જાઓ જાઓ.

નંદના ફંદ નજાણું શું હું વેપ્યા વિત્તહારી.
હાપારકે પેસે પરમાનંદ નિત્ય તુકરનારી.
નિર્લજ નફટ કુટીલ કપટીને વિશ્વાસ ઘાતી.
હા અમેતો પુરા નંગના નંગ શ્રેષ્ઠવણીક જાતી.
શાબાશ વેપ્યાનારી બલીહારી કારભારી.
ધન્યવાણીઆ વેપારી—અરે

સખીઓ વસંતસેના— ૫

આવો સખી શાગીરે રાગે રંગે.
વસંત શોભા નીરખીએ સખી—
શીતળ શાન્ત સુગંધીત પવને.
મન પ્રસન્ન સદા કરીએ સખી.
નવદલ માલ તમાલ લતા પર.
ભ્રમર ગણ ગુંજારવ કરતાં.
મધુરસ લોલુપ થઇ રસમાં લુબ્ધ.
રસીક કળી આધર ધરી ચુમતાં.
આમ્ર કુસુમ થઇ નિશાણ સ્મર શર.
વિરહી જન મનને વીંધતાં—

વસંતસેના સખીઓ— ૬

મન સદા ચાહશે એ મન હરને નહીં બીજાને ચાહે એ.
પ્રાણ જાતાં પણ કહેશે પ્રાણ મારા પ્રાણ એ.

વાહ વસંતે આલી વાહ ખીલેલી કળી.
વ્યર્થ શે કરમાઓ વ્યર્થ શે કરમાઓ.
રસીક સંગ રાગ રંગ ઉડાવો.
તુજ યૌવન રસ લેનારા, કેનરવર ગંડક સારા—
તુજ રસવેલીના કયારા, ઓપ્રિય નરવર વર બાળા.
જાઓ સખી નાદાન કયાં રત્ન કયાં પાષાણ રે.
કુંદન કથીર સમાન.
જા સમજી આલી શાણી, એનરવરનીબન રાણી.
બન વેષ્યાની પટરાણી, અરે જાવ—
ચારૂદત-વસંતસેના.

મીત્રદત—                    ૭

શાણા હ્યો ને સ્વિકારી પ્રિતીનું આછેદાન આપે.
બાળા આ બાળ કુંવારી.
બાળા જુઓ કાંઇ મનથી વિચારી.
મેંતો સોંપ્યું જીવન સાથ તમને આ પ્રાણ—
શું બોલો વીચારી વેષ્યા કુમારી.
વીસારી જાતી ભાન.
ચાહું શરણને સુજાણ.
જોડી થાશે સુભાગી વીપ્ર વેષ્યાનુ રાગી.

શંકનેવરી તમો પામશો શું લ્હાણુ.
પ્રાણજીવન સર્વ આપપર ઓવારૂં પ્રાણુ.
ભદ્ર ભવતુ સ્વસ્તિ કલ્યાણુ (કેમભાઈ)

છોકરાઓ ૮

આવોને રમીએ સહુને ગમીએ આપણે મળીને આજ.
વાવાજી વાવા વાવાજી વાવા રહીએ સદા હાં ખુશાલીજાજ—
હું તો ગીલી દંડામાં છું હુશીઆર.
હું તો ભાઈ લખોટીએ રમનાર.
હું તો ગેડી દડામાં ખબરદાર.
વાહ ખરો તું ખબરદાર
જીદગી આખીનો બાળપણામાં લેવાનો છે એક
લ્હાવ હાં લેવાનો છે એક લ્હાવ—

ચારફ્ઝ— ૯

અનાથના નાથ દીન થઈ હું યાચું.
આપો શુભ જ્ઞાન શુભ કર્મ સાચું.
આધન તુચ્છ ગણી ધર્મ સ્વધન સાચુ.
જન્મો જન્મ રહું એજ પ્રભુ માગું.
ધન તે અધર્મનું મુળ છે દુખદ ઘણું.
પાહિ પાહિ શિવ સાધુ અખંડ આરાધું.
સદાશિવ સાધુ અક્ષય ધન સાચું.

વસંતસેના ચારૂદત્ત ૧૦

આણુમેં તો દીધું આતન્દ મનનું દાન.
હયો માની ચતુર સુજ્ઞાની જીવનના સુખાની
ગુણ પંડીત પ્રમાણીક નિર્માની નિષ્કામી.
ત્યાં પહોંચ હોય શાની વચનની જુબાની—
હું સેવક તમ ચરણની (તને) મજઅનાથના નાથ.
આશુભ કોલ કરારના. સાક્ષિ શ્રી જગનાથ.
સાચું સ્વામીજી બોલ મારો નીભાવો.
સત્ય પંથે ચલાવા હાથ સાહો સાહો—





# ધી સાબરકાંઠા બોર્ડીંગ હાઉસ

જમવાની ઉત્તમ પ્રકારની સગવડ

તંદુરસ્તી માટે સર્વોત્તમ સાધન

ભુલેશ્વર શાક મારકીટ સામે

મુંબઈ નંબર ૨.



## અંક બીજો.

ચારૂદત ૧૧

પરમ પ્રેમ પવિત્ર સ્નેહવર.
વિમળ વેણુ શશિ કીરણ અતી મંગળ.
મુખશશિ ઉજવળ નયન ચંદ્રિકા સમ.
રકત ધવળતન પ્રફુલ કમળવન.
મુજ નિદ્રવ્ય તણી ગણું એજ મણી.
ઇચ્છીત સુખદાતાર ચિંતામણી.
કલ્પલતાએ મુજ આશ્રિતની.
એ ગુણવંતી ગણીકા મુજશીર મણી—

ચારૂદત— ૧૨

ધન્ય તે ગૃહિણી સાર જગમાં.
મંગળ કરણી સંકટ હરણી.
ભવ અરણ્ય માંહી અમૃત ઝરણી.
જગ અસારમાં સાર સાર—શ્યામા,
લક્ષ્મિ વિદ્યા બુદ્ધિ શક્તિ.
પુરૂષની જે સર્વ શક્તિ.

પ્રેમની મૂર્તિ રતી પ્રિય, સદનનો શણગાર.

શ્યામા—ધન્ય.

વસંતસેના ૧૩

સખી વિરહાનળ બાળે અંગોઅંગ પ્રજાળે.
ધ્યાન પ્રિતમનું ધરતી હૃદય ઠરતી હમી.
વીશાળએ મુખ ઉચ્ચારે એ વારે વારે.
ચંદનલેપ ચંદ્રકિરણ કુસુમ શયન મંદપવન.
વીણ અંગાર બાળે—
કામના નિક્ષણ તીરોએ તનવીંધાતું રક્ષણે.
સજળ દળ વાળાં કમળ ધાર્યાં હૃદય ભણી કવચમ્હે.
આવાસ પણ અલંકૃત કર્યાં કરી પુષ્પ શોયા.
પછી. પછી. સજીજ મેં.
નીરાશ થઇ નિશ્વાસ ભરતી શ્વાસપણતન આદમે.
પ્રાણજીવન એક શરણ ચાહે તારે ચાહે મારે—

જુગારી ૧૪

બાઇ તમે દેવી છો દયાની.
કરી નજર મહેર પરમ મયાની—
જીવન મારૂં કીધું સકળ સફળ.

આભાર અતિશય માનું તમારો બાઇ.
દઈ આશ્રિતને દાન કરી પૂરણ પુણ્ય કમાઈ—

મદનિકા— ૧૫

ફરૂં વિકળ પ્રાણ મળવા
ગમગીન બની ભમતી ફરૂં.
મનથી સ્મરૂ રે—
મદનના તિક્ષણ તીરે.
ઘાયલ સ્તનઆ દાડીમ ફળશાં.
રંગે કુમ કુમ ના.
થયા રક્ત તપી કનક ફળઆ—
વિરહાગ્ની ઉતાપથી કામ કુંભાર.
સ્તન કુંભ પ્રજાળતો હોય અંગાર.
સ્મર ફેરી ભુજંગ થઇ વિકરાળ.
પ્રજાળતો બાળ લતા સુકુમાર.
ગઈ શુધ્ધ સાન અરેરે. ભુલી સહુ ભાન—
અરેરે.
કદળી ઉપર જયમ વિજળી પડે—

મદનિકા-દેવશર્મા— ૧૬

જાઓનયનની મારી કટારી બેધારી.
દીલ અંદર તે આરપાર શેના હોય.

કરી પ્રીત પેલી હવે જાઓ મેલી.
બને શાને ઘેલી વાલી વેલી તું.
પ્રેમ મદીરા પાઇ પ્રથમ પછી ઘાયલ કયમ
કરીજાઓ.
અમૃત વેલી તુજ અમીરસથી કયમ નહી ઘા—
વરૂઆવ.
સલુણી કેમ અમને નવરસ પાઓ.
સુંદર સુખદ ચંદ્ર વદન નીરખી નયન.
અમીરસે ઝલકાય.—

આરૂદા— ૧૭

જીવતાં.........લગી તારો પ્રિય રૂણી છું સદાનો.
સંપત સમયે સુખની સગી એવી લાખોનારી.
સંકટમાં હોય સાથી એજ છે સન્નારી –
કલ્પલતાનિર્ધન તણી, ગૃહ લક્ષ્મિસતીનાર.
મુજ અંધાની નયન મણી, ધન્ય દેવી અવતાર.
ઇચ્છીત સુખદાયક સની કામધેનું કામા.
શીળવતી સતી ભક્ત પતિની સ્મિત મુખી.
ગુણવતી લલના—
પતીપર તનમન જીવન સહુ નાંખતાં ઓવારી

ચોર-મદનિકા—                ૧૮

પ્રિતમ પ્રિય થઈ તે થઇ ભુલી જાઓ.
હવે નહીં શરમાઓ નહીં ગભરાઓ.
નહીં તલસાવો જરી હસીને હસાવો.
થઇ બ્રાહ્મણ બન્યાશું તસ્કર શીરતાજ તમે.
મેં તો માન્યા છે મનથી મારા શીરતાજ તમે.
પ્રેમીના દોષતે દેખેન. પ્રેમી આપ મને.
અજબ વેષ્યા છતાં પ્રીતિની રીતી જાણો તમે.
જુઠી પ્રીતિ પૈસાની નકામી કરે તે નારી શાની.
ધિક્ક પ્રીતિ વેષ્યાની પૈસાની જે નીમકહરામી-પ્રિ

વસંતસેના--                ૧૯

ધરી સરસ સુમન શણગાર.
લાલમોહન ઘર જાઉં હું.
મળી લલિત વદન વરમાળ.
પ્રીતિની અંગ ધરાવું હું--
જુઓ જુઓ વરસે જળ ધારા.
વૃષ્ટીથી અંબર ભીંજાવાનું.
આવે ચહડી મેઘ ભલે જોર શોરપુર કરે.
ગરજીને અંગ ડરાવે શું--
ચમક ચમક કરતી ભલે વીજ ચમકારા.

પ્રિતમધર વાટ બનાવે શું.
આતુર અલબેલાને મળવા થઈ ઘેલાં.
મધ્ય રાત્ર વીતી હવે જાઓ શું--

૨૦

ચારૂદત્ત વસંતસેના મીત્રદત--

પ્રિય હૃદય સરવર દ્વિજવર આવી વસ્યા રે.
રસિક હંસ વિમળ વંશ રાજરમણી દેવરાજ.
હાં. હાં રાખો લાજ.
પ્રાણજીવન મળતાં ડર શાને--
માન સરમાં વિલસો વલ્લભ વ્હાલા કુચ.
કમળ ગ્રહે શરમ રાખો શાને.
વિરહ જ્વરની શાન્તિ શિતળ બાળા.
રસ સરસ હવે નવ ભરાઓ માને.
રતી પ્રવિણ રમણી માનું નીજ જીવન સફળ.
વારેવા બાઇ વાહરે બાઈ--પ્રિય.

ડ્રોપ.



## અંક ત્રીજો.

વસંતસેના ૨૧

રેસંગે રમણ રજની ગુમાવી.
શરમ ધરમ પણ ને દીધાં ગુમાવી.
એરસ સાગરમાં એમડુ ણાવી.
રસ બસ દેહ લતા ગઇ રે ભીજાઇ—
પ્રિયકર કમળના સ્પર્શથી આ સ્તન કમળ,
પ્રફુલ્લિત થયા,
આ અધર પ્રિયમુખ અધર રસ રંગે
રંગીત સ્તન થઈ રહ્યા ;
શિરકેશ ગૃહણે શિથિલ વેણી અલગ
લટ છુટી પડી,
બહુ પ્રેમભર આલિંગને ઊરમાળ પણ
તુટી પડી.

કુમાર ૨૨

મારી ઝાડી સોનાની. (૨)
કેમ ન મગાવું રમવા જાવું.

આંહી મોર ચીતરાવું. કળાઓ કઢાવું.
પોપટજી ચીતરાવું. પાંચ પાંચ પાંચ.
ભાઈ પોપટ કેવા હોય.
કોટે કાળો કાંઠલો નમણું રાતું નાક.
અંગે લીલા રંગનો ધારે ઘણુીની ધાક.
મારી ગાડી સોનાની—

જોગી (જુગારી વિષ્ણુદત્ત) ૨૩

સચ્ચિદાનંદ શ્રી એક તુંહી એક તુંહી.
અવર જંજાળ સબ એક તુંહી એક તુંહી.
આદી અરૂ મધ્ય મેં જગતકે અંતમે.
સકળ પરપંચમેં એક તુંહી એક તુંહી.

આરૂઢત— ૨૪

આજ ગણું કૃત કૃત જીવનમારૂં
જો પ્રિયે આવે ઉપવન કુંજે
માન વિશેષ વધારૂં પ્રિયનું
રસ આલમન કનક કળશ પર
કદંબ માળા સ્નેહે ધરાવું
પીન પયોધર રોધક પટકુળ
દુર કરી આલીંગન ધારૂં—

ચાલો રણ જંગે અતી ઉમંગે.
હણવાને અરી દળને.
બળવાન અરી તેને જેર કરી.
બતલાવ્યો સહુ બળને.
ધીર વીર આ ખંજરથી અરીદળ બળી એ.
જળમાં દળીએ.
મારમારી આ તલવારે રૂધીરેથી રસબસ.
કરીને સરવસ–જય કીર્તિને વરીએ.
મોજ માની રણ જંગમાં, ચાલો સહુ હા ઉમંગમાં.
રોળો દુશ્મન રંગમાં, બોલો સહુ મળી જય જય જય.



## સઉમાં-સસતી તીજોરી ગોદરેજની હોવાનો પુરાવો.

મુંબઇની મરચંટ બેંક તરફથી ચોપડા રાખવાની રૂ. ૩,૦૦૦ની

**બે મોટી તીજોરીઓ** બનાવવાનો **ઓરડર**

**ગોદરજને મળ્યોછે.**

એ તીજોરીઓનો ભાવ **ગોદરેજ** મેનેજર સાહેબ ઉપર મોકલાવ્યો ત્યારે તેઓએ એવું ધાર્યું કે આપને ગોદરેજની આઠ આઠ તીજોરીઓ વાપર્યે છીએ એટલે આ વાર પણ આપણે એમ નીજ લઇશું એવું ધારી લઇ **ગોદરેજ** બખત ઉપર ભાવ વધુ માંગ્યો હોય. ખાતરી કરવા સારૂં મેનેજર સાહેબે મુંબઇના બીજા તીજોરીવાળાઓના ભાવ પણ મંગાવ્યો અને **પરીણામમાં આરડર ગોદરેજનેજ મળ્યો** કારણ બીજાઓના ભાવ ગોદરેજથી ઘણા વધારે હતા.

જ્યારે ગોદરેજ હેંસી હજાર રૂપીઆની કીંમતની સંપુર્ણ સાંચાકામની મદદથી તીજોરીઓ બનાવે છે ત્યારે બીજાઓ હાથથી કામ કરે છે આઠ આઠસો મણનાં વજનના ભારી જાતના સાંચા ગોદરેજે પોતાનાજ વીચાર મુજબ બનાવ્યા છે તેવા સાંચા બીજાઓને મળે પણ નહી અને ગોદરેજ જેવું કામ થાય પણ નહી.

જ્યારે ગોદરેજ સાથની હરીફાઇમાં બીજા એક એક તીજોરી વાળાઓને વારે વારે ઉતરતાં ઇનામ મળ્યાં છે ત્યારે ગોદરેજને દર પ્રદર્શનોમાં દરેક વેળા પેહેલાં ઇનામ સોનાના ચાંદ મળ્યા છે.

**કારખાનું ગેસ કુંપની પાસે. પરેલ મુંબઇ**

**દુકાન શેખ મેમણસ્ટ્રીટ મુળજી જેઠા મારકીટની સામે, મુંબઇ.**

નીચે લખેલાં પુસ્તકો શ્રી દેશી નાટક સમાજનો મુકામ જ્યા હોય ત્યાંથી અથવા અમદાવાદ તળપદમાં પ્રસિદ્ધ કર્તા પ સેથ મળશે, માટે જેઓ સાહેબને જોઇતાં હોય તેઓએ રોકડી કીમતથ મંગાવી લેવાં. વેલ્યુપેબલ અથવા નોટપેડ કાગળ રાખવામાંઆવશે નહિ

| | | | રૂ.આ.પા |
|---|---|---|---|
| ૧ | સતી સંયુક્તા નાટકનાં ગાયનો | (આવૃતી સાતમી) | ૦-૨- |
| ૨ | પવિત્ર લીલાવતી નાટકનાં ગાયનો | ,, ચોદમી) | ૦-૨- |
| ૩ | સતી પાર્વતી નાટકનાં ગાયનો | ,, ચોથી) | ૦-૨- |
| ૪ | અંશુમતી નાટકનાં ગાયનો | ,, તેરમી) | ૦-૨- |
| ૫ | રામ વિયોગ નાટકનાં ગાયનો | ,, છઠ્ઠી) | ૦-૨- |
| ૬ | મ્યુનીસીપાલ ઇલેક્સન ના૦ ગા૦ | ,, બીજી) | ૦-૨- |
| ૭ | ભોજકુમાર નાટકના ગાયનો | ,, ત્રીજી) | ૦-૨- |
| ૮ | સરદારબા નાટકનાં ગાયનો | ,, સાતમી) | ૦-૨-૦ |
| ૯ | ઉમાદેવડી નાટકનાં ગાયનો | ,, સાતમી) | ૦-૨-૦ |
| ૧૦ | વીણાવેલી નાટકના ગાયનો | ,, દસમી) | ૦-૨-૦ |
| ૧૧ | વિજયા વિજય નાટકના ગાયનો | ,, સાતમી) | ૦-૨-૦ |
| ૧૨ | મદન મંજરી નાટકના ગાયનો | ,, બીજી) | ૦-૨-૦ |
| ૧૩ | સતિ પદમની નાટકના ગાયનો | ,, પાંચમી) | ૦-૨-૦ |
| ૧૪ | ઉદય ભાણ નાટકના ગાયનો | ,, અગીયારમી) | ૦-૨-૦ |
| ૧૫ | મોહિની ચંદ્ર નાટકના ગાયનો | ,, સાતમી) | ૦-૨-૦ |
| ૧૬ | વીજય કમળા નાટકના ગાયનો | ,, ત્રીજી) | ૦-૨-૦ |
| ૧૭ | સતી સીતા નાટકના ગાયનો | ,, પાંચમી) | ૦-૨-૦ |
| ૧૮ | ભગવત ગીતા નાટકના ગાયનો | ,, બીજી) | ૦-૨-૦ |
| ૧૯ | સતી દ્રોપદી નાટકનાં ગાયનો. | ,, છઠ્ઠી) | ૦-૨-૦ |
| ૨૦ | ઝાલીમ દુનીઆ નાટકના ગાયનો | ,, ચોથી) | ૦-૨-૦ |
| ૨૧ | જાલીમ દુનીઆ બાબુ સાથે પાકું પુઠું | પેહેલી) | ૧-૦-૦ |
| ૨૨ | કબીર સાબ નાટકના ગાયનો | ,, બીજી) | ૦-૨-૦ |
| ૨૩ | સંન્યાસી નાટકના ગાયનો | ,, બીજી) | ૦-૨-૦ |

**શ્રી દેશી નાટક સમાજ**

**ઠે૦ શ્રી શાન્તિભવન થીએટરમાં—અમદાવાદ.**